રાજકારણ અને સ્વદેશાભિમાન ઉપર ખાસ કરી લક્ષ્યું છે: એના સ્વતંત્ર વિચારોને લીધે એને પુષ્કળ વેઠવું પણ પડયું છે, પરંતુ જગતમાં ચાલી રહેલાં દંભ અને ઢોંગનો એ શત્રુ છે, અને તેની વિરુદ્ધ ટીકાબાણુ છોડ્યા વિના એને ચેન પડતું નથી. ઈરાનની સૌથી પહેલી કવયિત્રી તે ૧૯મી સદીની અવવયમાં થઈ ગયેલી "કુર્રત ઉલઅયન" (આંખની કીકી) નામની એક બહાઈ બાનૂ હતી. તેની વિદ્વત્તા અને વાક્પટુતા વખાણુપાત્ર હતાં, બહાઈ મઝહબમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી, અને પરદો તજી એ ધર્મ ઉપર તે વ્યાખ્યાનો કરતી. ૧૮૫૨માં બીજા બહાઈઓ સાથે તેને પણ શહીદ કરવામાં આવી. બીજી આપણી સમકાલીન સ્ત્રીકવિઓમાં પરવીન અએનસામી અને જન્નતનાં નામો વર્ણવી શકાય. આધુનિક સાહિત્યમાં પણ કવિઓની સંખ્યા અતિ મોટી છે અને તેમાંથી પસંદગી કરવી સહેલી નથી.

આધુનિક સાહિત્યનાં અમુક લક્ષણો ઉપર હજી વિચાર કરવાનો રહે છે. જેમ પહેલાંના અને હાલના સાહિત્યના વિચારો અને વિષયોમાં ફેર જણાય છે તેમ કવિતાના રૂપોમાં પણ વિવિધતા દેખાઈ આવે છે. ૧૯મી સદીનો સૌથી શ્રેષ્ઠ કવિ કાઆની અનેક પ્રકારનાં કાવ્યોનાં રૂપો ઉપર અદ્‌ભુત કાબૂ ધરાવતો, અને અનેક પ્રકારની લાંબી અને ટૂંકી કડીઓમાં તેણે પોતાની કવિતા રજૂ કરી છે. હાલના ફારસી સાહિત્યમાં એ જ વિવિધતા ચાલુ રહી છે અને અસલના સાહિત્યનું એકસરખાપણું દૂર થયું છે. પ્રાસ બેસાડવાની વિવિધ પ્રકારની યોજનાઓ હવે અમલમાં મુકાય છે અને પશ્ચિમની અસર પણ ઠીક પ્રમાણમાં જણાઈ આવે છે. આધુનિક યુગનો સમર્થ પિંગળશાસ્ત્રી આયની છે: તેણે કવિતામાં નવીન પ્રકારો દાખલ કર્યા છે, જો કે ડૉ. ઇસહાક[1] પ્રમાણે જૂની અરબી રૂઢિ હજી તૂટી નથી અને લોકપ્રિય રહેવા પામી છે.

ભાષાશુદ્ધિના વિષયમાં આધુનિક લેખકોએ ખાસ ધ્યાન આપવા માંડયું છે, અને ભાષામાંથી બની શકે ત્યાંસુધી અરબી શબ્દોને નિલાંજલિ આપવાનો નિશ્ચય કર્યો છે. અરબોએ ઈરાન ઉપર વિજય મેળવ્યો ત્યાર પછી બસો વર્ષો સુધી તેઓએ ફારસી ભાષામાં બોલવાની બંધી કરી, અને જે બોલે તેને દેહાંતદંડ સુધીની સજા કરવામાં આવી. પછી જ્યારે ફારસી ભાષાનો ઉદ્‌ભવ થયો ત્યારે તેમાં લગભગ ૭૦ ટકા અરબી

---

[1]. "Modern Persian Poetry" by Dr. M. Ishaque (1943)

શબ્દો પેસી ગયેલા જણાયા, અને જેમ એક ફારસી લેખક અરબી શબ્દો વધુ છૂટથી વાપરે તેમ તેને વિશે લોકોમાં ઊંચો મત બેસતો. સર એ. ટી. વિલ્સનના[1] પ્રમાણે તે સમયમાં ફારસી ભાષામાં હાડકાં અને સ્નાયુઓ જ ફારસી હતા, પરંતુ લોહી અને માંસ તો અરબી હતાં. પરંતુ આપણે છઠ્ઠા પ્રકરણમાં જોઈ ગયા તેમ ફિરદૌસીએ પહેલવહેલો અરબી શબ્દોનો બની શકતો બહિષ્કાર કરી શુદ્ધ ફારસીમાં લખવાનો મહાન પ્રયોગ શાહનામામાં કર્યો. જો એ પ્રયોગ એ સમયે જ ન થયો હોત તો ફારસી ભાષા કદાચ પૂરેપૂરી અરબીમય બની જાત. ફિરદૌસી પછી પણ ફારસીમાં અરબીનું પ્રાધાન્ય ૧૯મી સદીના અંત સુધી ચાલુ જ રહ્યું, જો કે છૂટાછવાયા ગ્રંથોમાં શુદ્ધ ફારસીમાં લખવાના પ્રયાસો થતા. ૧૯મી સદીના અંતમાં બહાઈઓના પયગમ્બર બહાઉલ્લાહે "અલવાહ" (પત્રો) અરબી શબ્દોનાં મિશ્રણ વિના શુદ્ધ ફારસીમાં લખ્યા. જેમ આધુનિક શૈલી સાદી, સીધી, સરળ બનતી ગઈ તેમ ખાલેસ ફારસીમાં લખવું વધુ સુગમ થઈ પડ્યું, અને તેમાં જ્યારે નાટકોના સંવાદો લખાવા પામ્યા ત્યારે તો કુદરતી રીતે જ તેમાંથી અરબી શબ્દો દૂર થઈ ગયા. અખબારો મોટી સંખ્યામાં નીકળવા માંડ્યા અને તેમાં પણ ચાલુ સહેલી જ ભાષાનો ઉપયોગ થયો, અને સહેલી ભાષા તે સ્વભાષા એમ સૌને લાગ્યું. આધુનિક કવિઓ તો શુદ્ધ ફારસીમાં લખવું તે સ્વદેશભક્તિનું એક લક્ષણ ગણે છે, અને અરબી શબ્દોનો ઉપયોગ એ ગુલામી મનોદશાનું ચિહ્ન લેખે છે. આકા પૂરે દાઉદ, હાદી અને આયતી ભાષાશુદ્ધિ પ્રત્યે બહુ જ આગ્રહ રાખે છે. હાદીએ "ખિઝાનીયેહ" (પાનખર ઋતુને લગતુ) નામનું એક લાંબુ પણ અતિ સુંદર કાવ્ય અરબી શબ્દોના બિલકુલ મિશ્રણ વિના લખ્યું છે. અદ્યાપિપર્યંત ફારસી પિંગળમાં છંદો નક્કી કરવા માટે

(વિદ્વત્સભા, Academy) ની સ્થાપના થઈ છે, જે દ્વારા દર વર્ષે શુદ્ધ ફારસીમાં લેખો, નિબંધો અને પુસ્તકો પ્રકટ થાય છે, અને જે મારફતે અરબી શબ્દોના બદલે ફારસી સમાનાર્થક શબ્દો સમાજમાં પ્રચલિત થાય છે. એ "ફરહંગિસ્તાન" ના વિદ્વાનો યાતો અરબી શબ્દો માટે ફારસી શબ્દો શોધી કાઢે છે, અથવા ફારસી ધાતુ ઉપરથી તેવા શબ્દો ઉપજાવી પણ કાઢે છે. ૧૯૨૬ માં ડૉ. અર્કદ નફીસીએ શુદ્ધ ફારસી શબ્દોના ફારસી-ફ્રેન્ચ અને ફ્રેન્ચ-ફારસી કોશો બહાર પાડ્યા છે. તુર્કીમાં પણ આને મળતો જ પ્રયાસ આદરવામાં આવ્યો છે, અને બન્ને ત્યાંસુધી શુદ્ધ તુર્કીનો જ ઉપયોગ કરવામાં આવે છે. આ કાર્ય દેશભક્તિના ઝનનમાં આવી જઈ કરવા જેવુ નથી, કેમકે કેટલાક અરબી શબ્દો ફારસી ભાષામાં એવા રૂઢ થઈ ગયા છે કે તેમને કાઢી શકાય તેમ નથી, અને જો તેમને સ્વદેશાભિમાનની ભાવનાથી કાઢવામાં આવે તો ફારસી ભાષા જરૂર પાંગળી થઈ જાય. ફારસી ભાષાની ખૂબી અને તેનું કુદરતી માધુર્ય જોખમાય નહિ એવી રીતે જો રાષ્ટ્રભક્તિના જુસ્સાનું નિયમન કરવામાં આવે તો બેહતર થઈ પડે. કેટલીક વેળા પશ્ચિમમાથી આવેલા નવા શબ્દો માટે ફારસી શબ્દો ઉત્પન્ન કરવા પડે છે; દાખલા તરીકે "ખુદરવ" (સ્વગતિમાન. મોટર); "દોચરખે" (બે પૈડા : બાઇસિકલ); "તૈયારેહ" (ઊડનાર. વિમાન), "ઘવ્વાસેહ" (ડૂબકી મારનાર submarine) વગેરે.

પરંતુ પશ્ચિમથી આવતુ શબ્દોનું પૂર એવું પ્રચંડ હોય છે કે કેટલાક શબ્દોને ઇરાની ઉચ્ચારો સાથે એમના એમ ફારસી ભાષામાં અપનાવવામાં આવ્યા છે. એવા શબ્દોની લાંબી ટીપ ડૉ. ઇસહાકે[1] આપી છે જેમાથી આપણે થોડાક શબ્દો લઈશું. "બાઈકૂત" (બૉયકૉટ), "બાઈસકાઉત" (બૉય સ્કાઉટ), "પલતીક" (પૉલિટિક), "પાર્લમાન" (પાર્લામેન્ટ), "દિપલમ" (ડિપ્લોમા). "રાદિયુમ" (રેડિયમ), "ઇદેઆલ" (આઇડિયલ), "તિયાત્ર" (થિયેટર) વગેરે ઈરિજ મીરઝા, આરેફ, અશરફ, બહાર, ઇશ્કી વગેરે જાણીતા શાયરોએ આવા યુરોપી શબ્દોને મોટા પ્રમાણમાં ફારસીમા દાખલ કર્યા છે. આથી ફારસી ભાષા સમૃદ્ધ થશે, પણ આ પૂર જો નિરંકુશ ચાલુ રહ્યુ તો ભાષાના કુદરતી માધુર્યમાં ફેર પડી જવાનો ભય ઊભો થાય છે. ઈરિજ મીરઝાએ સૌથી વધુ ફ્રેન્ચ[2] શબ્દો પોતાની

---

૧. "Modern Persian Poetry" by Dr M Ishaque (1943)

૨. સુશિક્ષિત આધુનિક ઈરાનીઓ યુરોપી ભાષાઓમા ફ્રેન્ચ ભાષાથી સૌથી વધુ સુપરિચિત હોય છે.

## ૨૦

# ઉપસંહાર

એક દેશની મહત્તાની તુલના તેના વિસ્તાર અને વસ્તીથી પણ તેના વતનીઓનાં સદ્‌ગુણો, ચારિત્ર્યબળ અને સંસ્કારિતા થાય છે. આ પુસ્તકનો ઉદ્દેશ ઈરાનની સંસ્કારિતાની તપાસ કરવા પરંતુ તે દેશની ભૌગોલિક સ્થિતિ અને ત્યાંના વતનીઓનાં વગેરેની ટૂંક ચર્ચા છેવટે કરેલી બિનજરૂરી માલૂમ પડશે નહિ. ઈરાનનો વિસ્તાર ૬૩૦,૦૦૦ ચોરસ માઈલનો છે, પરંતુ એનો લગભગ ભાગ "દસ્ત"નામે ઓળખાતા એક નિર્જન રેતાળ રણનો બનેલો. ઈરાનની વસ્તી હાલ માત્ર દોઢ કરોડની છે, એટલે દર ચોરસ માઈલે ૧૫ માણસનું પ્રમાણ આવી શકે. મિસિસ એલા સી. સાઈક્સ[1] પ્રમાણે ઈરાનની વસ્તી લંડન, પૅરિસ અને ન્યૂયૉર્ક જેવાં નગરોની સંયુક્ત વસ્તી કરતાં પણ ઓછી કહેવાય. વળી આ વસ્તીનો અમુક ભાગ સ્થિર મુકામ અને ખાસ ધંધા રોજગાર વિનાના "ઈલિયાત"નામે ઓળખાતા ... સાયકવાળાઓનો છે. ઈરાનની ઉત્તરે કૅસ્પિયન સમુદ્ર અને કોકેસસ પર્વત છે, એની પશ્ચિમે યુફ્રેટિસ નદી છે; એની પૂર્વ દિશામાં ઑક્સસ નદી વડે છે, જ્યારે દક્ષિણમાં ઈરાનનો અખાત આવેલો છે. ઈરાનને દસ પ્રાંતમાં વહેંચી નાખવામાં આવેલું છે:– (૧) પાર્સ (જે સૌથી અગત્યના પ્રાંત ઉપરથી "પારસી," "પર્શી" "પરસિપોલિસ" વગેરે શબ્દો નીકળ્યા છે), (૨) સુસિયાના (ખુઝિસ્તાન), (૩) મિડિયા (જેમાં આઝ... બયજાન અને ઈરાકનો કેટલોક ભાગ આવી જાય છે), (૪) ...

## ઉપસંહાર

એક દેશની મહત્તાની તુલના તેના વિસ્તાર અને વસ્તીથી નહિ પણ તેના વતનીઓનાં સદ્‌ગુણો, ચારિત્ર્યબળ અને સંસ્કારિતા ઉપરથી થાય છે. આ પુસ્તકનો ઉદ્દેશ ઈરાનની સંસ્કારિતાની તપાસ કરવાનો છે, પરંતુ તે દેશની ભૌગોલિક સ્થિતિ અને ત્યાંના વતનીઓનાં ચારિત્ર્ય વગેરેની ટૂંક ચર્ચા છેવટે કરેલી બિનજરૂરી માલૂમ પડશે નહિ. ઈરાનનો વિસ્તાર ૬૩૦,૦૦૦ ચોરસ માઈલનો છે, પરંતુ એનો લગભગ ચોથો ભાગ "દસ્ત"નામે ઓળખાતા એક નિર્જન રેતાળ રણનો બનેલો છે. ઈરાનની વસ્તી હાલ માત્ર દોઢ કરોડની છે, એટલે દર ચોરસ માઈલે ૧૫ માણસનું પ્રમાણ આવી શકે. મિસિસ એલા સી. સાઈકસ[૧] પ્રમાણે ઈરાનની વસ્તી લંડન, પૅરિસ અને ન્યૂયૉર્ક જેવાં નગરોની સંયુક્ત વસ્તી કરતાં પણ ઓછી કહેવાય. વળી આ વસ્તીનો અમુક ભાગ સ્થિર મુકામ અને ખાસ ધંધા રોજગાર વિનાના "ઈલયાત" નામે ઓળખાતા તાયફાવાળાઓનો છે. ઈરાનની ઉત્તરે કૅસ્પિયન સમુદ્ર અને કોકેસસ પર્વતો છે; એની પશ્ચિમે યુફ્રેટિસ નદી છે; એની પૂર્વ દિશામાં ઑક્સસ નદી વહે છે, જ્યારે દક્ષિણમાં ઈરાનનો અખાત આવેલો છે. ઈરાનને દશ પ્રાંતોમાં વહેંચી નાખવામાં આવેલું છે:– (૧) પાર્સ (જે સૌથી અગત્યના પ્રાંત ઉપરથી "પારસી," "પર્સ્યા" "પરસિપોલિસ" વગેરે શબ્દો નીકળ્યા છે), (૨) સુસિયાના (ખુઝિસ્તાન), (૩) મિડિયા (જેમાં આઝરબયજાન અને ઈરાકનો કેટલોક ભાગ આવી ગયો છે), (૪) એરિયા (જેમાં ખોરાસાન સમાઈ જાય છે), (૫) કરમાનિયા, (૬) ગેદ્રશિયા (મકરાન), (૭) પાર્થિયા (તબરિસ્તાન), (૮) હિરકેનિયા (માઝન્દરાન), (૯) બૅક્ટ્રિયાના (જેનાં મુખ્ય શહેર બલ્ખમાંથી જરથોસ્તી ધર્મનો પ્રાદુર્ભાવ થયો હતો), અને (૧૦) સોઘડિયાના. ઈરાનમાં ખનિજ દ્રવ્યો પુષ્કળ છે, જેને પદ્ધતિસર જો કાઢવામાં અને વાપરવામાં આવે તો એ દેશ શ્રીમંત બની જાય એમ છે. મિ. ફારૂકી[૨] પ્રમાણે પારસી શહેનશાહત

૧. "Persia and Its People" by Ella C. Sykes
૨ "Reza Shah Pehlavi" by Mr. M. A. Farooqui